४२०५

# એક પથ્થરના પ્રતાપ!

એક રમુજી વારતા.

બનાવનાર

**બહમનજી નવરોજજી કાબરાજી,**

"ફુરસદ"ના અધીપતી; "દેલજંગ દલેર," "સિપાહ બચ્ચાની સજનની,"
"ધીરજનું ધન યાને સંકટ અને સબુરી," "પાકીજેહ પ્યાર
યાને ખુશરો અને પરીચેહર." "ફરાંમર્ઝ," "કાચા કાનની
ખરાબી યાને ઝેબનેઝર અને શીરીન," "જુગાર,"
"કાવલાની કાંહાંણી–ભાગ ૧લો, ૨જો, ૩જો,
તથા ચોથો," "વફા પર જફા યાને
ખુશબખ્ત અને ખુશચેહેર," "અંધારી
રાત્રે મગ કાલા," "બેહેરા
બેહેલાકાકા," "સુખલાજીનાં
સંકટો" ઈત્યાદીના
કરતા.

**મુંબઈ મધે**

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં

સેમ્યુએલ હાઈમ પ્રીંટરે છાપ્યું છે.

૧૮૯૦

# અર્પણ.



જે રસતા બરતા ચાણાવારા જેવા બાપો પોતાનાં બચ્ચાંઓથી કંટાલે છે, અથવા તેમની તાલીમ ને તરબી-યત ઉપર પોતે જાતે કાલજીથી ધ્યાંન આપવાને બેકદર કે બેદરકાર છે—તેમજ વલી જેઓનાં કલેજાં કોઇ કુહુરાપાથી બલીને બેપર થયાં હોય ને મોંનું અરધું રડેલું મયરડા જેવું બન્યું હોય તે બાપોને અને તેવા બરીયલોને આ નાથકલી રમુજી વારતા તેમની મરજી કે મંજુરયાત વના ફરજ્યાત અર્પણ કરવામાં આવી છે.

ફેબરવારી ૧૮૯૦

બ. ન. કાબરાજી,

બનાવનાર.

"But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us willing from ourselves to see
Others more wretched—more undone than we?
This books can do: nor this alone; they give
New views to life and teach us how to live;
They soothe the grieved—the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to subjects what they show to kings."

# દીબાચો.

દર વરસ અથવા તેની આસપાસના લાયક અંતરે એકેક નીતીમાન નાવેલ પ્રગટ કરવા જવાનો જે અમોએ અવલ એરાદો જાહેર કરયો હતો તેને અનુસરીને વલી આ એક નવાં પુસ્તક સાથે શોકીન ગુજરાતી વાંચનારાંઓની નાનીતી મુલાકાતે ઉતરી પડવા માટે અમો ખુશી છીએ. "દેલજંગ દલેર"ની અમારી પેહેલી બાહેર પડેલી (અને અત્યાર તુલકમાં પુરતી જાણીતી થઇ પડેલી) વારતા પછી એક દજન ઉપર વારતાઓ, નાટકો અને ફારસો વગેરેથી અમારી એ પેહેલી પીછાંણ વધારવા અને સુધારવાને અમને પ્રસંગોપાત જાહેર જોગવાઇઓ થઈ છે. અને વગર ધોંખાતે એ અમારાં અદના લખાંણો લોક પ્રસન્નતા પામ્યાં ગયાં છે અને પામ્યાં જાય છે તે પ્રત્યે અમારો પરમ સંતોશ વખતે વખત વધુ અને વધુ વીશ્વાસની ખાત્રી સાથે રજુ કરી શકવાને માટે અમો અમારાં તે સુજ્ઞ વાંચનારાંઓના આશરા અને ઉત્તેજનને દરેક રીતે હેસાંનમંદ છીએ.

"એક પથ્થરના પ્રતાપ" એ અમારી નવી ચોપડીનું નવાઈ જેવું નામ તે માંહેલી કલ્પીત પણ ખરેખરી રમુજી રચણાની કલ કુંચી છે. એ વારતા અમોએ હંમેશ પેઠે ઈંગ્રેજી ઉપરથી પારસી સંસારને લાગુ પાડી લાયક ફેરફારો સમેત ઉપજાવી કાઢી છે, અને જોકે તે માંહેલા બનાવો બીલકુલ અસંભવીત અને હસી કાઢવા જોગ વાંચનારને જણાશે, તોબી એક રમુજ તરીકે તે ફુરસદે વાંચતાં રમુજનાં પેટાંમાં પેટ ભરીને હસવા ઉપરાંત વાંચનાર તેમાંથી કાંઇ ચાનકની ચીમકીઓ બી સોહધી કાઢવામાં છેક નીષ્ફલ થનાર નથી એમ અમો આશા રાખીએ છીએ.

અમો અમારી દરેક વારતાઓમાં આજવેર તેનાં ખરીદદાર બાનુઓ અને ગ્રહસ્થોનાં નામ છાપી સાચવી રાખતા આવ્યા છીએ, તે તરીકો આ નવાં પુસ્તકમાં નહીં ધારેલી રીતે પડતો મેલવો

પડયો છે. આ નવી ચોપડી લેવાની સરેરતા પ્રમાણે અમારા જાથુ-કનાં ઘરાકોની મંજુરીયાત મંગાવવાની લાયક પુછગાછ છેક છેલ્લે સુધી કાંઇક નભરવસપણું વચ્ચે મુલતવી રાખવામાં આવી, ને તે દરમ્યાંન નહીં ધારેલી રીતે એક નવી રોકાંણ નીકલી આવવાના સબબે ચોપડી તૈયાર થઇ રેહેતાં બી એ પુછગાછપર ધ્યાંન આપવા અવકાશ થઇ નથી, એટલે ચોપડીને ખોટી કીધા કરતાં એ સરે-રતાનાં લીસ્ટ વગર દેખાવ કરવાને અમોએ વધારે યોગ્ય માંન્યું છે. એમ કરતાં અમો જણાવવાને ખુશી છીએ કે વરસોથી વલગી-રહેલાં એ અમારાં ઘરાકો માંહેલાં કેટલાંકને એ મંજુરીયાત પુછા-વતાં આ દીબાચો લખતાં સુધીમાં જે જવાબો પાછા ફરી વલવા પાંમ્યા છે તેમાં ઘણા એવા છે કે જે અમારી ચોપડી વગર પુછવે દર વખત મોકલી આપવાને એલતેમાસ કરે છે, અને વલી ઘણાક એવા બી પણ છે કે જે આગલ થયલી એજ જાતની એલતેમાસો છતાં મંજુરયાત પાછી પુછવા માટે અમને સાંમો "ઠપકો" આપે આપે છે! એટલા માટે અમને ઉમેદ રાખવાની છે કે એ જાતના વીશ્વાસ અને માનને "કાવલાની કાંહાંણી" અને એવાંજ બીજાં દરેક અમારાં આગલાં પુસ્તકો પેરે આ વારતા બી એવાં કદરદાંન વાંચ-નારાંઓના વર્ગમાં લાયક થશે ને હડશે.

ફેબરવારી ૧૮૯૦.

બ૦ ન૦ કાબરાજી,

બનાવનાર.



# સાંકળીઉં.



સફે.

સાંકળીઉં.

# એક પથ્થરના પ્રતાપ!

## એક વારતા.

### પ્રકરણ ૧ લું.

#### શેઠ ભીખાજી પોંહોંચાજી.

શેઠ ભીખાજી પોંહોંચાજી મુંબઈના એક માતબર વેપારી છે અને તેઓનો માહાલક્ષ્મીમાં એક કુસાદે બંગલો છે, તથા કોટમાં ઈંગ્રેજ બજારમાં તેઓની આફીસ છે. તેઓ આજે પણ હૈયાત છે, પણ અમો જે વખતને વાસ્તે તેઓને અમારાં વાંચનારાંઓ સાથે ઓલખાવીએ છીએ તે વાતને આજે લગભગ ત્રણ વરસ ગુજરી ગયાં છે, અને ત્યાર પછીજ તેઓની રજા પુછાવી તેઓપર ગુજરેલી એક ટુંક પણ જાલેમ કાંહાંણીનો ઘણો રમુજી હેવાલ અમો અતરે રજુ કરી શકીએ છીએ, જોકે એ કાંહાંણી કે જે સાંભલવા મેલે પગથી તે માથાંવેર ખરેખરી બનેલી છે તેમાંથી કેટલાક ટકા દલાલી કાપી કાઢવાની છે તે તો અમારાં વાંચનારાંઓની મુનસફી ઉપરજ છોડવું પડશે.

એ શેઠ ભીખાજી પોંહોંચાજીને જે વખતને વાસ્તે અમો અમારાં વાંચનારાંઓસે ઓલખાવ્યે છીએ તે વખતે તેવણ વરસ સાહાઠની ભરતીમાં હતા. તેઓ દીસે કાવલા તોપણ સેહેજ ઉંચા અને પતલા હતા, અને મોં ઉપરના સફેદ થેબીઆ અને આંકડાદાર મોટી સફેદ મુછ તેઓની બુજોર્ગી અને સદાનાં શાંણપણની છાપ પણ સાહદત આપે છે. તેવણનો પેહેરવેશ સઘલો અસલી ફેશન છે, અને જોકે તેઓ ઈંગ્રેજી આફીસ ચલાવે છે, તોબી તેઓનો સઘલો વસવાસ બી સાદો અને અસલીજ છે.

તેઓ સ્વભાવના કરડા, મીજાજી, તુમાખદાર અને ચીરડાઉ હતા—કોઇનો પોતાની મરજી વીરૂદ્ધનો બોલેલો બોલ સાંખે નહીં

તે કાસમના તેઓ એક આસામી હતા, પણ તેઓને જે વાતનો સૌથી મોટો કંટાલો હતો તે છોકરાંનો હતો. તેઓ બચ્ચાંની મસ્તી સામે મુતલગ ટકી શકતા નહીં હતા, અને તેથી બચ્ચાંઓથી કંટાલતા અને સદા બીહીતા ધ્રુજતા ફરતા હતા.

એમ છતાં તેમને પોતાને ત્રણ છોકરાં હતાં. વડી એક સુમારે ૧૮ થી ૧૯ વરસની ઉમરની છોકરી હતી, અને તેનાથી ઉતરતો એક અદી નામનો ૧૪ થી ૧૫ વરસની ઉમરનો છોકરો હતો, જે પછી સૌથી નાનો એક બીજો છોકરો હતો, જે આપણી વારતાની શરૂઆત થાય છે તે વખતે ફકત ત્રણ વરસનો હતો.

આ છેલ્લાં બાલકને જનમ આપતાં તેની માતાનું મોહોત નીપજ્યું હતું, અને તેથી ઘરમાં એક અબલાજાતીના જોઇતા હાથ અથવા પવીત્ર આંકોશ વના છોકરાંઓની સઘલી વેઠ આ પારસી શેઠયાએ રાખેલાં નોકર નફરોપર—અથવા વધારે ખરી રીતે બોલ્યે તો ખુદ તેના ( પોતાના ) ઉપર આવી પડી હતી, અને તેથી તેનો સ્વભાવ વધારે બગડયો હતો, ને છોકરાંઓથી તે ઘણો વધારે કાયર થઇ કંટાલ્યો જતો હતો.

એટલા માટે તેણે અદીને તો પુનાની એક બોરડીંગ સ્કુલમાં કાઢયો હતો. ભીખાજીબાનો અફસોસ એજ હતો કે મુંબઇમાં લોકો મોટી મોટી ડીંગ મારી જાણે છે, પણ અગતની ખુંટાપર કોઈને ધ્યાંન આપવાને ઉંઘ ઉડતી નથી ;—અને એ અગતની ખુંટમાં તેઓ એક સારા પાયાપર ચાલતી બોરડીંગ સ્કુલને મથાલે મુકતા હતા. તેઓનાં ભેજાંમાં એજ ખ્યાલ ઘર ઘાલી બેસી ગયો હતો કે દુકતાઓ ઘરમાં રહયાથી ઘણા તોફાંની અને હરાંમખોર થઈ જાય છે, અને તેથી તેઓને બોરડીંગ સ્કુલ મારફતે કેલવવા જેવો બીજો રૂડો ઉપાય કશો હોયજ નહીં, જેથી તેઓએ પોતાના ઉંમરે પોહોંચેલા અરદેશર નામના દીકરાને છેલ્લાં છ વરસથી પુના ખાતે કઘડેલી એક બોરડીંગ સ્કુલમાં મોટા માસીક પગારે મુકયો હતો.

અને તેથી ફાયદો એ થયો હતો કે મા બાપના દેખીતા ધાક અને આંકોશ વગર અદી જોઇએ તે કરતાં સામો વધારે બગડી ગયો હતો ! તેને તેના માસ્તરનો ભારે ધાક હતો ખરો, પણ તે માત્ર માસ્તરની નજરોબારજ—તેની નજરની હદની બાહેર તે એક સંધાને રૂમરૂમ બોલાવતો નાધસો દેવ હતો.

તેનાપર તેના બાપનો બી ધાક તો રહયો હતો, પણ જેમ તે બાપનો તે બચ્ચાંપર કશો પ્યાર ન હતો, તેમજ તે દીકરાનો તે બાપપર કશો પ્યાર ન હતો, જેનું પરીણામ એ હતું કે લાંબી છુટીના દીવસોપર તે બાપને ઘર આવતો ત્યારે બી તે બાપથી બને એમ દુરનો દુરજ રેહતો. બચ્ચાં જેમ હદ બાહેર લાડ અને પ્યારથી બીગડી જાય છે તેમજ તેઓ હદ બાહેર ધાકથી બી રદ થઇ જાય છે, અને તે સબકની બીનમાહીતગારી વચ્ચે ભીખાજીબાએ પોતાના દીકરા અદીને પોતાની મકસદથી ઉલટી રીતે સામો વધારે બગાડી નાંખ્યો હતો.

ક્રીસ્ટમાસની મોટી છુટીના સબબે અરદેશર હમણાં બી ઘેર આવેલો હતો, અને આજે તેની છુટીનો છેલ્લો દીવસ હોવાથી બપોરની મેલમાં તે પુનાની પોતાની સ્કુલમાં પાછો જવાનો હતો તેટલાં તે "પીડા" કયારે પતે તેની રાહ જોતા તેના બાપ પોતાના હાલ-માંની ઇઝીચેરમાં અલેટાયલા હતા. અદીએ એ આઠ દીવસની છુટીમાં પોતાના બાપના ઘેરમાં ધુમ ઢીંગાણું કીધું હતું, અને ઘણીક ભાંજફોડ ને બગાડ કીધો હતો જેમાં વલી એક તો હમણાંજ જમવાની ટેબલપર બાજુએ મેલેલાં એક શોભાયમાન લાંપનો તેણે ખુરદો કીધો હતો, તેનો બલાપો કરતાં ભીખાજીબા પોતાના ડ્રાઇંગ રૂમમાં આવી એક મોટી ઇઝીચેરપર અલેટાયા હતા. તેવણુની પાસે એક નાહની ટીપાઈ ઉપર એક મોટાં ગલાસમાં બરફથી પાણી ઠંડુ થતું હતું, અને તે જરા જરા વારે ગોટ ગોટ પીને તેઓ પોતાનો ઉકરેલો અને ઉસ્કેરાયલો જીવ ઠંડો કરયા જતા હતા. "નખ્ખોદ ગીઆ માસ્તરોનેબી કાંઈ હરાંમખોરી છે?" તેઓ મનમાં ચીરડાઈને બલાપો કરતા હતા, "ક્રીસમીસની પારસીઓને છુટી શાંની આપવાની હોય! બચ્ચાંઓને એક બી દહાડો તે છુટી હોયજ કેવી? એ બધું હંબગ છે, અને એ હંબગનો હું ટાઇમ્સ ને ગેઝેટમાં ચરચાપતર લખીને કાલને કાલ અટકાવ કરશ. વલી તે ઉપરાંત એ દુકતાના માસ્તરને બી હું લખા વાલશ કે એને ફરીથી એકબી છુટી આપે નહીં, ને અહીં કદી બી મોકલે નહીં."

અદી પુના માંહેલી જાંણીતી માંણેકજી માસ્તરની બોરડીંગ સ્કુલમાં હતો. એ માણેકજી માસ્તર વીશે અને તેની શાળા વીશે લોકમત ઘણું સારૂં હતું, અને તેની સ્કુલ જેમ આજે છે તેમ

તે વખતે બી ઘણી ફતેહમંદ હતી, પણ તે માસ્તરનો પોરયાઓપર ત્રાસ એટલો હતો કે છોકરાઓ તેનાં નામથીજ થરથર કાંપતા હતા, અને એક મોટી છુટીની મઝા માબાપનાં મુબારક છાપરાંના આસરા હેઠલ ભોગવ્યા પછી પાછા તેને ઘેર અને સ્કુલમાં જવાને તેઓના જીવપર આવતું હતું.

અદીનો બી તેવોજ હાલ હતો. તેનાપર તેના બાપનો ધાક હતો, પણ તોબી બાપની નજરથી દુર ઘરમાં સૌને બુમ મરાવાની તેને એવી મોજ મલતી હતી કે તે મોજ મુકીને તેને જવા ગમતું ન હતું.

પણ જયા વના છુટક ન હતો. મેલ ત્રેન બપોરે ૧ાા વાગતે જતી હતી, અને તે દોસાજી અગ્યાર વાગતેથી તલપમાં પડયા હતા. અંતે તેથી ભાઇ બેહેનોને મલી અદી ઘણી આનાંકાંની સાથે તેના બાપના ઓરડામાં તેને મલવા આવ્યો.

તેનો બાપ તો કાગને ડોલે તેની વાટજ જોતો હતો. "કેમ?" તેણે તે પીડા પટતી જોઇ લગાર ખુશી થઇ કહ્યું, "જાયછ કે? ચાલ જા બાપુ ને જોઇ તપાસીને ચાલજે, નહીં તો હારમાર મઇનેજ પુરો થશે. સારૂં છે કે તમો લોકોને આપવામાં આવતી છુટી સદાકાલ નીભતી નથી, નહીં તો તું કે? ધુલના ફાકા ફકાડે! પણ ચાલ જા, ઘોડો તપાવ ના."

"નહીં, જીવણો ગાડી જોતરાવા હજી ગીઓ નથી," અદીએ હજી બી એવા બેકદર બાપનું બને એટલું પાકવી લેવા ઠંડે કલેજે કહ્યું.

"નહીં?" ભીખાજીબા ચીરડાઇ-ચીચવાઈને બોલ્યા; "નખ્ખોદ જાયરે તમો બેઉનું! આય દુકતો જરૂર ત્રેન ખોહી દેશે, ને વલી એક સુના મોહોર જેવો દહાડો ભાંજશે.—અરે જા, દોડ અત્તર ઘડી, તેને લાત મારીને કેહે કે હમણાંજ જાય—સો કામ પડતાં મુકીને જાય."

"ગીઓ ગીઓ તે, મેં બારીમાંથી હમણાંજ તેને જતો જોયો," અદીએ ફેંકયું.

ભીખાજીબાએ એક છુટકારાનો દમ ખેંચ્યો. તેઓની ફીકર તમામ ટલી ન હતી, પણ જીવણો ગાડી જોતરાવા ગીઓ એટલે હવે જે વખત જાય છે તેમાં તે તુફાંની બારકસ વગે લાગવાનું.

માટે તેઓને તુરત વેલા થોડી ઘણી ધીરજ પેદા થઇ, ને તેઓ પાછા અઢેલીને ખુરસીમાં પડયા.

"હજી તો તું બધાંને મલવાનો હોશે તો વલી તે વખત જશે," વલી દોસાજીને યાદ આવવાથી તેઓએ તલપ કરી, "વાસ્તે જા તારાં ભાઇ બેહેનોને મલી લે કે ગાડી આવે કે નીકલી પડે."

"હું મલીને આવેલો છેઉં," અદીએ ધુખરાયલે સાહદે કહ્યું, અને પછી જે પાછી ચુપકીદી પંથરાઈ તે અરસામાં રૂસણાંથી ફુગાયલા ગાલોમાં તે પાસેની ટેબલપર પડેલી ફ્રુટના દબુસા ભરવા પડયો.

"તારો માસ્તર તારી ઘણી ફરીઆદ લખે છે," ભીખાજીબાએ વલી થોડે વારે ચલાવ્યું, "પણ હવે તપાસીને ચાલજે બચ્ચા, કાંયજે નહીં તો તુંને જોરબંધ માર મારીને સુધારવાની મેં તેને અખત્યારી આપેલી છે."

આ મુબારકબાદીના સુખનોથી તોફાંની અદી જેમ કાંઈ મગન થયો નહીં તેમ કાંઈ ઘણો ગભરાયો બી નહીં, કેમકે એવું તો તેનો બાપ રોજ દહાડામાં દોઢસો વખત બકયા કરતો હતો, વાસ્તે એવું એવું ઠંડે કલેજે એક કાંને સાંભલી બીજે કાંને કાઢી નાંખવાને તે પોરયાને ટેવ પડી ગઈ હતી.

તેનો બલાપો એ હતો કે તે જલદી મોટો થઇ નહીં શકતો હતો, કેમકે તેને હમણાં ખ્યાલ થતો હતો કે તે જ્યારે ધધન ધધન કરતો ગાડીમાં સ્કુલની હાડમારીઓ વેઠવા જવા નીકલશે, ત્યારે તેનો બાપ સુખથી બેસીને ઠંડે કલેજે આઈસ પાણી પીયા કરશે! તેના બાપને નથી માસ્તરની ધાક, નથી લેસનની ફીકર, કે નથી બાપનો કંટાલો, અને તેથી એવી બેપરવાહ અને ફકર ચીંતા વગરની જીંદગી ગુજારવાને તે જલદી તેના બાપ જેવડો મોટો થતો ન હતો એ નાંધકલા અદીનો મોટો બલાપો હતો!

અદીના બાપનો પટપટારો તો જારીજ હતો. ગાડી કયારે આવે ને એ પોરયો કયારે પતે તેની તે દોસાને અકરવકર થયાજ કરતી, અને તેથી તે વારંવાર જીવણાને નામની પોક મુકતો હતો, ને બીજાંબી છીટાં ઘણાં શોધતો. અદી પગ રોલવતો બેઠો તો તેની પંચાત, અદી છીંકયો તો તેનાં છીટાં, અદીએ ખુરસી ખસાડ મુક કીધી તો તેનો વાંધો, ઇત્યાદી.

એવામાં અદીને ભાંણુ આવ્યું, અને તેણે બીહીતાં બીહીતાં હીંમત કરી ગજવાં ખરચ માંગ્યો. "મારા પાસ ખરચવાનું કાંઇ નથી, બાવાજી," તેણે કહ્યું, "અને મને અડચણુ પડશે. માસ્તર તહરેવાર ધરમનાં ફંડમાં અવારનવાર નાણાં ભરાવેચ વાસ્તે મને કાંઈ આપો."

ભીખાજીબાને આ છેલ્લી તકરાર કાંઇક દુરસ્ત જણાઇ, અને તેથી તેઓને એક પાંચ રૂપીઆ પોતાના દીકરાને આપ્યા વના ચાલ્યું નહીં—જોકે વાંચનારને કેહેવું પડશે નહીં કે તેને માટે બે પાનાં ભરાય તેટલું લાંબુ લેકચર આપી તથા બબડી ભડભડીને તે રકમ તેઓએ કાઢી આપી.

એ રકમ ગજવાંમાં મુકતાં અદીના હાથને એક પથરો લાગ્યો, ને તે તેણે ગજવાંમાંથી ઉલટ સાથે ખેંચી કાઢયો. "અરે બાવાજી," તેણે તે બતાવી કહ્યું, "આએ પથ્થર હું લેઉં? તમોને કાંઈ એનું કામ તો નહીં હશે?"

"પથ્થર! પથ્થર શાંનો?" વલી ભીખાજીબાએ આ કાંઇ નવી માંગણીથી ગભરાઇને ખુરસીમાં બેઠા થઇને પુછયું.

"આએ પેલો કેહજે અસલ બરજોરજી મામા ચીનથી લાયાતા તે?" અદીએ યાદ આપી. "નાજાં કેહજે તમોને એનું કાંઇ કામ નહીં હોશે. મજેનો સાબુ જેવો લીસો ને સુવાલો છે તે મારા દોસ્તોને દેખરાવા લઈ જાઉં?"

"અરે મુકી દે એકદમ," ભીખાજીબાએ ગગડાત કીધો. "એવાં ચદણુચોરાં મુકશે નહીં ત્યાંવેર શીખી મરવાનો નથી. દસ વરસવેર એ જમવાના ઓરડામાં ગોખલાપર પડી રહેલો હતો ત્યાંબી તારી તજર ગઇ ખરી કે? લાવ અહીં"—અને તે તેઓએ આનાકાની ભરેલા ને દુખાયલાં દીલના અદીના હાથમાંથી ઝુટી લીધો.

---

## પ્રકરણ ૨ જું.

### પથ્થરના પ્રતાપ!

પથરામાં કાંઇ દમ ન હતો. તે એક સાદો સુવાલો પથરો હતો, અને અદીનો ચીન ગયલો મામો દસ વરસપર જ્યારે આવ્યો ને ચીનની ધુલ જેવી કેટલીક નવાઇ જેવી ચીજો લાવ્યો તેમાં

એક ઉકમાઈ તરીકે એ પથરો લાવ્યો હતો. તેણે કોઈનું કશું ખાશ ધ્યાંન ખેંચ્યું ન હતું, અને ભીખાજીબાએ જોકે તેને નકામો જાણી ધુલ ખાતો ગોખલાપર નાંખી મેલ્યો હતો, તોબી હમણાં તેટલોબી તે દીકરાને આપવાને અને તે બચ્ચાંનો જીવ રાજી કરવાને તેનો જીવ ચાલી શકતો ન હતો.

ભીખાજીબાએ તે પથરો લીધો, ચસમો પેહેડયો, ને ઘણે વરસે તે પાછો હાથમાં આવવાથી ફેરવી ફરવીને તપાસ્યો. ગરીબ બચારા ભીખાજીબા ! તે પથરામાં શું ગુણ અવગુણ હતો તેની જો તેઓને ખબર હતે, ને તે પથરો બીજા પા કલાકમાં તેઓપર શું ગજબ લાવી મેલશે તેનો જો જરા બી તેમને ખ્યાલ હતે તો તે પથરાને તેઓ હાથ બી લગાડતે નહીં !

"તારા હીરા મામાએ તારી મરનાર માયને એ તોફો ભેટ કીધેલી છે," ભીખાજીબાએ અનકાથી કહ્યું, "અને તે લુચ્ચાની એ નાદર ભેટ સદા મારે સાચવી રાખવી જોઈએ."

અદીનો મામો સારૂં માણસ નહીં હતો. તે લુચ્છો જુગારી અને કરજદાર હતો, ને તે ચીનથી આવ્યો ત્યાર પછી થોડું-એકમાંજ તેણે એવું કાલું મોં બનાવા માંડયું કે ભીખાજીબાએ તેને પોતાનાં ઘરમાં આવતો જતો બી તદન બંધ કીધો હતો.

અને તેવા એક સગાની આ હસવાજેવી ભેટ ભીખાજીબા સાચવી રાખવાનું ફકત અનકાથી બોલતા હતા.

"બાવાજી," અદીએ હવે પથરાની વાતપર પાણી રેડી પોતાની મતલબની એક નવી વાત છેડી, "બાવાજી મને હવે એ પુણાની સ્કુલમાં નથી જવા ગમતું. તમારે ગમે ત્યાં મને મુકો, નહીં તો ઉઠાડી લેઓ—"

"ઉઠાડી લેઉં, અરે વાહરે ?" ભીખાજીબા ખુરસીમાં ચમકી ઉઠયા, "ખાધુ પેટ ભરીને ! જા જા હાડમાર થઈને મરશે. મોટો થશે ત્યારે એ આજના દહાડા યાદ કરશે, ને નીશાલમાં સુખી હતો એમ ધારશે. મારી નીશાલના દહાડાઓને તો હું રોજ યાદ કરૂં છું."

"હા, પણ તમે કાંઇ માણેકજી માસ્તરને હાથના ફટાફટ ફટકા નથી ખાધેલા ની ?" અદીએ મોંપરના થોબરા સમેત ચુકવ્યું.

"નીશાલે જવાનું દુ:ખ હોયજ નહીં," ભીખાજીબાએ ભાશાંણુ પાછું ચલાવ્યું; "લે ની હું આજે બુઢો થઇ ગયો છું પણ હું

હજી બી—આજે બી ઇચ્છું છું કે હું તારા જેવોજ એક ન્હાનલો છોકરો થાઉં, કે જેથી મને મારા નિશાલના દહાડા પાછા મલે."

ભીખાજીબા હજી તો એ ઇચ્છા પુરી જાહેર કરી રહયા નહીં, તેટલાં તેવણનાં આંગમાં કાંઇક ખેંચાણ થયું, ને તેઓને લાગ્યું કે જે ખુરસીમાં તેઓ સગવડ ને સુખથી અલેટાયલા હતા તે એકાએક ઘણી મોટી થઇ ગઈ! એ શું?

પણ એ વાતપર તેઓએ તુરત ધ્યાંન આપ્યું નહીં; તે કાંઇ ખાલી ખ્યાલ સમજી પોતાનું ડાહાપણ દોડાવાનું હજી તેઓએ નભરવસપણે જારી રાખ્યું.

"નખ્ખોદ ગીયાને સ્કુલને નામે દુઃખેચ! હું જો તારા જેટલો છોકરો હોતે તો—પણ એ ઘેલા ગાંડાંની કાંની એટલો હસી શાંને મરેચ રે, હેં?"

અને ખરેખર અદી જે પેહેલાં ગભરાયલો જણાયો તે હવે એટલો બેઅખત્યાર હસતો હતો કે પોતાનો મોભો ભુલી જઈ તેનો દીકરો એટલો બેઅંદાજે તેની હજુરમાં આજે પેહેલીવાર હસવાની હીંમત કરે તે આપણા ભીખાજીબાને જેટલું અચરતીભરેલું તેટલુંજ ગુસ્સો પેદા કરનારૂં લાગ્યું.

અદીએ બોલવા માંગ્યું, પણ બોલાયું નહીં એટલો તે હસતો હતો. "બાવાજી તમોને તમારામાં કાંઇ ફેરફાર નહીં લાગતો? મારૂં તો હસતાં હસતાં પેટ બી દુઃખી આવ્યું."—અને તે હજી હસતો હતો.

"બાહેર જા ઓરડામાંથી," ભીખાજીબાએ પોકાર મારયો, કેમકે તેને એ રવેસે હસતો જોવાથી હવે તેવણનાં ભીન ફરી ગીયાં, "નીકલ, કાલું કર, તું મુવો સુધરતો."

પણ આજે પેહેલીજ વાર અદી તેઓને નાતાબેદાર થયો. તે હીલ્યો બી નહીં, પણ હસ્યાજ કીધો! "જરા જઇને આરસીમાં તો જોવો બાવાજી!" અદીએ ધુમ હસતાં હસતાં જેમ તેમ સુચવ્યું.

આરસીના મોટા તખ્તાઓ તે ઓરડામાં ફરતા ગોઠવેલા હતા, ને તેથી તે માંહેલા એક તરફ ભીખાજીબા સરેસ્તાના રોબ ને ઠેકાભર ચાલ્યા. તેઓ મરજી ઉપરાંત તે તરફ ગયા. તેઓને લાગ્યું કે યાતો તેઓની અલેચાની ટોપીની કોરબોર વલી ગઇ હશે કે નહીં તો તેવણનાં મોંપર મેસ બેસ લાગી હશે, ને તેનું તે દેવને એટલું

હસ્વું આવતું હશે, વાસ્તે શું છે તે જોઇને તે લુચ્છાને ઝપેટી કાઢવાના ઠડાવથી તેઓ આરસી ભણી ગયા.

પણ શો ગજબ !

ભીખાજીબાએ આરસીમાં દોકાવ્યું ને અદીની સબી જોઇ ફ્રીને પછવાડે જોયું. અદી તો હતો ત્યાંજ આરસીથી દુર ખુણામાંજ ઉભો રહી હજી ઘેલાં ઘરણની પેઠે હસ્યા કરતો હતો એટલે વલી પાછું ભીખાજીબાએ આરસીમાં જોયું તો ભીખાજીબાને બદલે પાછો અદી અને અદીજ !

ત્યારે પણ ભીખાજીબા મનમાં તકરાર કરવા લાગ્યા કે તેવણુ ભીખાજીબા પોતે કયાં ગુમ થઈ ગયા ? તેઓએ આરસીની ડાબી સાઇડે જઇને જોયું તો અદી—જમની સાઇડે જઈને જોયું તો અદી—વાંકા વલ્યા તો અદી—ઉભા થયા તોબી અદીજ ! !

પણ વલી વધારે તો શું કે જો ભીખાજીબા ચાલતા તો આરસીમાંનો અદી બી ચાલતો—ભીખાજીબા હાથ હીલવતા તો આરસીમાંનો અદી બી હીલવતો; ટુંકમાં, પ્રીય વાંચનાર, તું માંનશે નહીં, પણ કોઈ દહાડે કાંને સાંભલેલું નહીં ને નજરે જોયલું નહીં તે ત્યાં ખરેખર બન્યું કે ભીખાજીબા ફેરવાઇને બીલકુલ રગેરગ ને સુરતે સુરત અદી બની ગયા ! ! !

પણ તે કેમ બન્યું ?

તે પેલા કમબખ્ત પથ્થરના પ્રતાપે બન્યું. ભોગ બચારા ભીખાજીબાના તે મજકુર પથ્થર કોઇ જાદુબાજ ચીનાનો મંત્રેલો હતો, ને તે પથ્થરની ખુબી ખાંમી જાંણ્યા વગર અદીનો મામો તેને એક સાદી નવાઈ તરીકે અહીં આપી ગયો હતો.

તે પથ્થરની ખુબી ફ્કત એકજ હતી, ને તે એ કે તે હાથમાં રાખી એક આસામી **એકજ વાર** જે ઇચ્છે તે તાબરતોબ થાય,—ફરી ઇચ્છે તે નહીં બને.

અને ભીખાજીએ અજાંણ ભોલાઈમાં તે પથરો હાથમાં રાખી તેનું પાપ જાંણ્યા વગર ઉપર લખવા પ્રમાણે ઇચ્છયું હતું કેઃ—

"હું હજી બી—આજે બી ઇચ્છું છું કે હું તારાજ જેવો એક નાચલો છોકરો થાઉં કે જેથી મને નીશાલના દહાડા પાછા મલે !"

ગરીબ—ગરીબ બચારા ભોલા ભીખાજીબા ! મોટે મોંઢે જ્યારે તેઓએ એ ઘેલી ઈચ્છા કીધી ત્યારે તેઓને સ્વપને બી નહીં હતું

કે પોતાના દીકરાને વાસ્તે શીખામણને અરથે માંગેલું તેઓ પોતે તુરત મેલવશે.

પણ જ્યારે તેઓને આરસીમાં પોતાની સુરત નહીં મલી ત્યારે તેઓને જે બેશુમાર ગભરાત થયો તે લખવા કરતાં વીચારવો સેહેલ છે. તેઓના સફેદ ઠેબીયા કે કુમલાયલો કરમાયલો કરચલીવાલો ચેહેરો, કે સફેદ મુછ કે અલેચાની ટોપી કશું હતું નહીં—તેઓ તો અદુ જવા તૈયાર ઉભો હતો તેજ રવેસે કાલા દગલા પાટલુન ને દુગદુગ્યા ફેંટા સાથે વગર દહાડી મુછના અરદેશર બની ગયા હતાં!

ગજબ થયો.

"બોલરે દુકતા," તેઓએ ગભરાતથી રગેરગ ધ્રુજતાં કહ્યું, "તેં આએ આરસી સાથ કાંઇ ચેરાં કાઢયાંચ કે તું મારામાં કાંઇ ફેરફાર જુએચ?"

"અરે પણ હવે ત્યારે તમોને હું બાવા કેહું કે નહીં?" અદી કે જેનું હસવાનું હજી પુરૂં થયું ન હતું તેણે ગુંગલાતા સાહદે પુછયું. "તમે તો મારા જેવા અરદેશર થઈ ગયા! જોવો આવો, આરસીમાં આપણે સાથે ઉભા રહીએ."

અને તેઓ સાથે ઉભા રહયા.

"ખરેખર આએ તો સરખેસરખા બરોબર એકજ ઢબના બે અરદેશર!" અદીએ કલેજાં પકડીને હસતાં કહ્યું. "ઉભા રહો હું નાંજાંને તેડી લાવું"—ને તે જતો હતો.

"નહીં નહીં થોભ દીકરા," ભીખાજીબાએ ઘણા ગભરાઈને હવે તુરત નરમ પડી જઈ કહ્યું. "ખોદાને ખાતર થોબ ને મને કેહ કે એ કેમ થયું?"

"હું કાંઇ કહી શકતો નહીં બાવાજી," અદીએ ખોલાસો કીધો. "હું નહીં જાણતો કે તમો પોતે તમેજ છેઓ કે તમે કોઈ બીજા છો, કે તમે હું પોતે છેઓ."

"ગધા, હું બીજો કેમ હોવું?" તેઓએ પોકાર મારીને કહ્યું. "મારા ચેહેરામાં ફેરફાર થયો છે એ ખરૂં, મારાં કદમાં કાંઈ ઘોંટાલો થયો છે તે બી ખરૂં, ને મારા સામે એ કાંઇ ભયંકાર કાવત્રું થયું છે તે બી ખરૂં, પણ હું બીત્તરે તો આગલ હતો તેવોજ બુઢો કમતાકત અને નબલો છું. પણ વારૂં મને કહે તો ખરો, કે એ એકાએક કેમ થયું?"

"હું તો ધારૂં છું કે તમારા હાથમાંના પેલા મામાજીના પથ્થરે સઘલો ગોંટાલો કીધો છે," અદીએ ઘુમ રમુજ પાંમીને ખુલાસો કીધો. "જોતા નહીં? જ્યાં છે ત્યાં આ પથ્થરમાં જાદુ છે. તમો એ પથરો હાથમાં રાખીને બોલ્યા કે "હું ઇચ્છું છું કે હું તારા જેવો છોકરો થાઉં," અને તરતજ તેમ થઇ ગયું! પણ બધું તો રહ્યું બાવાજી, પણ તમે આવે અવતારે હવે આફીસમાં કેમ જશો? તેના કરતાં તો ચાલો મારી સાથે સ્કુલેજ; ત્યાં પોરીયાઓને ધભા મારવાની ને ધભા ખાવાની તમે સાથે હોશો તો ખુબ મજા પડશે. મારા સમ આવો?"

"મુંગો મર નાપાક," ભીખાજીબાએ ગગડાત કીધો. "અંદરખાનેથી મારા જેવો બુઢો હું તારી સાથે સ્કુલમાં આવીને શું માથું ફોડું? નખ્ખોદ જાય તારૂં! સુતેલો સેહેતાંન જગાડયો, અને નાહેક મને આએ આફતમાં લાવી નાખ્યો."—અને ગરીબ બીચારા ભીખાજીબાનો ગભરાત જોવા જોગ થઇ પડયો.

"હું ધારૂં છું જો એ પથરો તમો હાથમાં રાખીને પાછા આગલ જેવા થવા માંગશો તો થઇ શકશો ખરા?" હુલડ અદુએ પોતાની નાદાંન અકલે સુચવ્યું, અને તેના જનમમાં પેહેલીજ વાર તેના બાપને આજે તેનું બોલવાનું ગમ્યું, અને તે અકકલ સુજાડવા ખાતર તેણે તેને હરખથી પેટમાં ચાંપ્યો.

તે પછી તે એક ખુણામાં ગયો, અને તે પથરો હાથમાં લઈ બોલવા માંડયું—"ઇચ્છું છું કે હું અસલ જેવો થાવું," "હું ઇચ્છુ છું કે હું પા કલાકની વાત ઉપર હતો તેવો પાછો થઇ જાઉ"—પણ તેમાંનું કશું થયું નહીં!

ભીખાજીબાનો ગભરાત વધતો ગયો. તેઓએ તે પથરો આડો પકડી જોયો ને ઈચ્છયું, ઉભો પકડી જોઇ ઇચ્છયું, સીધો પકડી જોયો ને ઇચ્છયું, ઇચ્છવાની એબારતમાં તહરેવાર ફેરફારો કરી જોઇને ઇચ્છયું, પણ કાંઇ—કાંઈજ વલ્યું નહીં. તેઓએ પથરો દાબા હાથમાં પકડી જોઇને ઇચ્છયું, જમના હાથમાં પકડી જોઇને ઇચ્છયું, બેસીને ઈચ્છયું, ઉઠીને ઇચ્છયું, સુઇને ઇચ્છયું, અને છેલ્લે ખુરસીપર ઉભા થઇને વટીક ઈચ્છયું, પણ ગરીબ બીચારા ભીખાજીબાનાં દુ:ખનો નીવારો આવ્યો નહીં. તેઓ તેવાજ છોકરવન અને બચ્ચાં સહી બની રહયા!

"નખોદ વલી ગયું," તેઓએ ઘણાંજ દુ:ખથી બેજાર અને નાસીપાસ થઇ કહ્યું. "એવું તો કોઇ દહાડો સાંભલ્યુંતું બી નહીં. નહીં તો દાકટરને તેડીને તેની સલાહ લેવું? પણ સત્યાનાશ ગયો તે બી હસશે કે દવા કરશે? તેને દવા સુજ્જ નથી પડવાની. ત્યારે હવે કેમ કરૂં? બીજા અરધા કલાકમાં તો હું અરધો દેવાંનો બની જવશ."—અને તેઓ ગભરાતમાં ઓરડામાં એમથી તેમ દોડવા લાગ્યા.

તેઓની ખાત્રી થઇ કે તે દોજખી પથરામાં કાંઇ જાદુ હતું ખરૂં, પણ તે ફકત એકજ ઇચ્છા માટે લાગુ થઇ શકતું હતું. આ ઉપરથી તેઓને એક બીજો વીચાર સુજ્યો. જો અદીના હાથમાં તે પથરો આપવામાં આવે, અને તે પોરીયો જો તેઓને પાછા બુઢા થવા ઇચ્છે, તો કામ સરે ખરૂં. એટલા વાસ્તે તેવણે અદીને ઘણો લાડકો કરીને અને હજાર ખુશામતો કરીને તે પથરો આપ્યો, અને પોતાને પાછો બુઢો બનાવી મેલવા માંગી લીધું.

અદીએ તે પથરો લીધો, અને લગાર ઘચુપચુ દીલે ઘીલ કીધી. આથી ભીખાજીબાનો કાંદો પાછો ખીલી ગયો. "કેમ દુકતા, તું ઘીલ કેમ કરે છે?" તેઓએ ઘણા ચીરડાઇને કહ્યું. "તું શું કાંઈ એમ સમજેછ કે હું તારા જેટલો નાનો પોરીયો થયો તેથી તારાપરનો મારો બાપ તરીકેનો આંકોશ બી જતો રહયો? હું હોકમ કરૂંછ કે મેં કહ્યું તે એકદમ કર!"

"પણ હવે તમે કાંઈ મારા બાપ જેવા લાગતા નથી?" અદીએ બચાવ કીધો. "તમારા સાદમાં ને મારા સાદમાં વટીક જરા બી ફેર નથી, ત્યારે હવે વલી તમારો હોકમ તે શાંનો ચાલે?—પણ વારૂં હું એમ પુછું કે તમોને હું પાછા બુઢા બનાઉં તો તમો તો મને પાછા સ્કુલમાંજ કાઢો કેની?"

"અલબત અલબત, ઈસકોલમાં નહીં તો?" ભીખાજીબાએ પોતાની અસલી ચીરડાઉ ઢપે પણ નવા નવજુવાન સાદે કહ્યું.

"ત્યારે તો ઠીક છે," અદીએ કહ્યું. "હમારે ઇસકોલમાં જવું નથી ને તમોને બુઢા બનાવવા નથી. તે કરતાં હુંજ તમારા જેવો બુઢો થઇ જાઉંની!"

"આ પોરીયો દેવાનો થયો છે," ભીખાજીબાએ હવે અતી ઘણા ગભરાતમાં ચીસ પાડીને કહ્યું; "ખોદાને વાસ્તે એવો છેક ગોંટાલો વધાર ના."

"પણ ત્યારે આપણી ખરી વાત કોઇ જાંણવા આવવાનુંજ નથી," બદીએ રકઝીક કીધી. "તમોને હમેશની પેઠે બધાં બદી સમજશે, અને મને હમેશની પેઠે બધાં ભીખાજી સમજશે."

"પણ ગધા તેથી કામ કેમ ચાલશે?" ભીખાજીબાએ જોશમાં આવી જીકર કીધી. "તું મારી આશીશમાં કેમ જશે ને હું તારી ઇસ્કોલમાં કેમ જવશ! લાવ મારો પથર પાછો અતરઘડી!"

પણ તેટલાં તો બદીએ ઇચ્છી લીધું. "હું ઇચ્છું છું," તેણે કહ્યું, "કે મારા બાવા પા કલાકની વાતપર હતા તેવો હું બુઢો થઇ જાઉં,"—અને ભીખાજીબાએ ફાટફાટ થતી છાતીએ અને નીકલી પડતા ડોલાએ જોયું કે ખરેખર તેમ થયું! બદી ભીખાજીબા થયો! તેવોજ બુઢો, તેવોજ કાવલો, તેવોજ થેબીયા અને મુછવાલો, તેવાજ અવાજનો!!! જમાનાની એક નહી માન્યામાં આવે એવી નવાઈ—અક્કલમાં નહીં આવે તેવો પણ ખરેખરો બનેલો બનાવ બન્યો કે દીકરો બાપ થયો, અને બાપ તે દીકરાનો દીકરો થયો!

હવે ગોંટાલો વધ્યો, અને તે ગોંટાલા સાથે ગરીબ બીચારા ભીખાજીબાની જેહેમતો જારી થતાં તેઓની દુ:ખદાયક કાંહાંણીનું મંડાણ થાય છે.

---

## પ્રકરણ ૩ જું.

### બાપનો બેટો ને બેટાનો બાપ!

"હવે હું તમોને બાવાજી કેહું કે દીકરાજી કેહું?" લુચ્છા બદીએ પોતાના બુજોર્ગ બાપનું રૂપ ધારણ કીધા કેડે ખુશ ખુશ થઈ જઇ પુછ્યું. "ચાલો હવે ગભરાયા ના કરો. એ તો ઓર બી વધારે સારૂં થયું કે આપણે બેઉ અરદેશર રેહવાથી બે બદી થતે તો ગોંટાલો થઈ જતે, કેમકે જો આપણે બે ઈસ્કોલમાં સાથે જતે તો માસ્તર ને પોરયાઓ બધા ગુંચવાતે, ને વલી તમારી આશીસવા પર વખાતી થતે, તે કરતાં તો આએ ઠીકજ થયું કેની? તમોને જાંણે ઇસ્કોલની ફકર ચીંતા નથી તે હવે ઇસ્કોલે જાઓ, ને હું હવે તમારો બાવા થઈને તમારી આશીસ ને આપણું ઘેર તપાસશ.' —અને તે હરખથી આખે ઓરડે કુદકરા મારવા પડયો, કેમકે વાંચનારે ધ્યાંનમાં રાખવા જરૂર છે કે તેનો સઘલો દેખાવ ને

અવાજ તેના બુઢા બાપ જેવો ગયો હતો, પણ ભીતરે તેનો જીવ તો જેવો ને તેવોજ છોકરવન, જવાંન, ઉછાછળો અને અટકચાલો હતો.

કમનસીબ ભીખાજીબા ! તેવણનો તોફાંણી પોરયો ઉપલું હંબગ તેવણને સમજાવતો હતો ત્યારે તેવણને એવું લાગ્યું કે તેમનાં એવાં છોકરવન જીવતરે જીવવા કરતાં તો જમીન ફાટીને તેમને ગલી જાય તો પરવડે, પણ કમબખ્ત જમીન કાંઈ ફાટી નહીં ને નખોદ ગીઆ તેવણ ગરક બી કાંઇ ગીઆ નહીં.

તેવણ આ નહીં ધારેલી આફતના એતેફાક લકએ અકસ્માતથી એવા તો ગભરાઇને ફીક્કાફક્ક મારી ગીઆ કે શું બોલવું તે બી તેવણને સુજ્યું નહીં. ક્યાંથી સુજે ? તે બચારા ધ્રુજવા પડયા કે હવે અદીને સૌ ભીખાજીબા સમજશે ને તેવણને અદી સમજશે તો તેવણનું થશે શું ? તેવણ લોકને કદાચ સમજાવશે બી કે તેવણ અવલ ને અસલ ભીખાજીબા છે, પણ તેથી તેવણનું માનશે કોણ ? કોઇને કેહવા બી જાય તો કોઇ યાતો તેવણને દેવાના સમજી દેવા-નાશાલામાં ધકેલાવી દેવા માંગે, કે યાતો ઠોલઠબરાક કરી હાંકી મેલે!

"ઉભો રેહ બચ્ચાજી," ભીખાજીબાએ ઘણાજ ગુસ્સાથી ઉકલતી છાતીએ જેમ તેમ જબાંનપર અમલ મેલવી ઘણે વારે કહ્યું, "તું ઉભો રેહે, તું બુઢો તો બુઢો પણ તોબી હું તુંને માણેકજી માસ્તરને તાર કરી તેડાવીને ઇસ્કોલે ચાંપુચ."

"અરે હવે ચાંપ્યા ચાંપ્યા," અદીએ તીરસ્કારથી – ફતેહની ગરૂરીથી હસીને કહ્યું. "તે રાઇના પાર તો રાતે વહી ગયા, અરદેશરજી. મને ઇસ્કોલમાં ચાંપવાનો તમો માસ્તરપર તાર કરો તે આગમચ તો તમે ઇસ્કોલને અરધે રસ્તે પોંહોંચી જશો."—એટલામાં બાહેર ગાડી આવી ઉભી તેનો અવાજ થયો, ને બીજીજ પલે જીવણાએ બાહેરથીજ પોકાર મારયો કે "અદેછર છેટ, ગારી આવેલી !"

"લે ચાલો વેહેરો," અદીએ હવે ખરાં દીલથી પાપ પતાવાની ઉતાવલ કરી; "પેલો મેં ઇસ્તાંનપર કોથલો મુકયો છે તે લઇ ચાલતી પકડો."

ભીખાજીબાએ હવે જોયું કે આએ તો મોહોકાંણુ વધતીજ જાય છે, એટલે જાંણે અદી એ બધું મશકરીમાં બોલતો હોય ને તેવણ તે મશકેરી સમજતા હોય, તેમ જોકે અંદરથી તેવણનું કલેજું ને

હોજરૂં બેઉ બલીને એ પર થઇ ગયું હતું તોબી બાહેરથી ખડખ હસી કહ્યું, "લુચ્છા ચોર તું તારા ઢોંગ નહીં મુકતોની? બેટી બાપ મારી સાથે એવા ઢોંગ છાજે? ચાલ દાહયો થા ને જા ઇસ્કોલમાં."

"હેં, લે, જોજે હઃ ને?" અદી છાછણી પડયો, "હવે ગુપંચુપ જવુંચ કે જીવણાને તેડીને કેહું કે પેલા પાસેના હોરમસજી હાટેલવાલાની ભોંણા ભરવાની મોટી ભેંસ જેવી ફાલતુ પાંટીઓ છે તેમાંથી એક લાવી તેમાં બેસાડીને ઉંચકી લેઇ જાય? ને જોવો તપાસીને ચાલજો," હવે તેનો વારો આવતાં તેણે પોતાના બાપનાજ બોલ બાપનાં મોંહમાં માર્યા, "નહીં તો તમારા માસ્તરને તમોને જેરબંધ માર મારીને સુધારવાની મને અખત્યારી આપવી પડશે."

એવામાં જીવણો "મોટા છેટ"થી બીહીતો બીહીતો અંદર આવ્યો, ને લાગલો ભીખાજીબા પાસે જઇને બોલ્યો, "લે ચાલો અદેછરજી, ગારી બોટી થાતી સે."

"પાસેથી તબેલામાંથી ગાડી જોડાવીને લાવવાની તેમાં એટલો વાર કેમ લાગોરે, ડુક્કર?" અદી (નવા ભીખાજીબા)એ પોતાના બાપનાજ અસલી રોબથી ગરબડ કીધી.

"નહીંજી છાબ, તે સેને ભાણગો કેહજે વખત ઘણો સ," જીવણાએ બચાવ કીધો.

"લે ચાલ અદી વખત ના ખોહ," તે પોસ્યાએ પોતાના બાપને કહ્યું, "જા માસ્તરને સલાંમ કેહજે ને તપાસીને ચાલજે."—

અને ભીખાજી જેવણુ આ નહીં વકી રાખેલી જાસ્તીથી ઘુવડ જેવા ઉભા રહી અદી તરફથી જીવણાને ને જીવણા તરફથી અદીને તકતક ટીકયા કરતા હતા તેનો હાથ પકડી તે પોતે ઘસડી ભસડીને ગાડી તરફ લઇ ગયો.

અરે અરે! ભોલા ભીખાજીબાએ ઘણું બી ચાહ્યું કે તેઓ બાંગે બુલંદ અદીને ઠગારો જાહેર કરી—પોતાના માણસોને અને પોતાની વડી બેટીને બોલાવી પોતાપરની આફ્ત કહી દે, પણ તે આફ્ત એવી જાલમ હતી કે તેવણને જાંણે મીનનાં પુતલાં જેવા બનાવી દીધા, ને તેવણે જે બોલવા માંગ્યું તે બોલો તેવણનાં ગલાંમાં ખુંટી બેઠા!

**એમજ થાય છે. હમેશ ઘણા ગભરાત અથવા ઘણી ધાસ્તીની વખતે એજ પરીણામ નીપજે છે. તમે ગમે એવું ચાહો કે શોહોર**

મચાવી સારાં શેહેરની મદદ મેલવો, ત્યારે તમારૂં દુઃખ અથવા તમારી ધાસ્તી તમારી પડોસમાં અથવા પાસાંમાં બેઠેલાંને વટીક તમે જાહેર કરી શકતા નથી! તમારી જીભ ટાલવાંસે ચીવટ ચોંટી બેસે છે, ને તમારા હાથ પગ તેઓની ફરજ બજાવાનાં સાફ અખાડા કરે છે.

બીખાજીબાનો બરાબર તેજ હાલ થયો. તેવણ એક મીનનું પુતલું બનાવેલું હોય તેમ અદીએ ચલાવ્યા તો ચાલ્યા, ને ભાણ્યાએ બારણું ઉઘાડી ગાડીમાં બેસાડયા તો સુના સાવજ જેવા તેમાં બી બેઠા, કે પછી જીવણાએ કોથરો ગાડીમાં મુકયો, ને ગાડી બોરીબંદરનાં સ્ટેશનપર જવા ઉપડી ગઇ!

---

## પ્રકરણ ૪ થું.

### માહાલક્ષ્મીથી બોરીબંદર.

બીખાજીબા જાગતા હતા કે ઉંઘતા? જીવતા હતા કે મુવેલા?

જે બેખરીની બેભાંનીમાં તેઓ ગરક ગયા હતા તે ગાડીમાં બેઠા પછી બી ઘણો વાર સુધી જારી રહી, અને પછી જાંણે ખાબમાંથી બેદાર થતા હોય તેમ રફતે રફતે પોતાની હાલત માટે હોસ્યાર થતા ગયા—અને હોસ્યાર થયા પછી તેઓ મનમાં ને મનમાં હસી પડયા. તેઓને તેઓના બાબમાં છેલ્લા અરધા કલાકના અરસામાં બની ગયલા બનાવો એવા તો અસંભવીત અને બચ્ચાં સહી લાગ્યા કે તે તેઓની અક્કલ કબુલ કરી શકી નહીં, અને પોતે સ્વપનો જોઈ ઉઠયા એમ તેઓને ભાસ થવાથી તેઓ હસી પડયા.

પણ સ્વપનો શાંનો તેઓના બાપનાં કપાલનો? તેવણે આંખ ચોલીને જોયું કે તેવણનાં મોંપરની સફેદ મુછ કે લીટીદાર થેબયા કાંઇ હતું નહીં; તેવણે જોયું કે તેવણ કાંઈ ઘરમાં નહીં હતા પણ પોતાની ગાડીમાં હતા, ને ગાડીમાંબી ગઈ કાલે બેઠા હતા ત્યારે જેટલી જગ્યા રોકી હતી તેની અરધી જગામાં આજે તો માઈ ગયા હતા. વલી તેઓએ જોયું કે તેઓ માંથે શેરીયા જેવું પાઘરૂં પેહેડતા હતા તેને બદલે હમણાં તો ફેંટાનું એક દુગદુગ્યું હતું, ને તે બી વલી બચ્ચાં પેહેરે તે ભપકાદાર સ્કાર્ફનો ફેંટો હતો. તે ફેંટો પોતે આવા બુજરોગ થઇને પેહેડેલો જોઈને તેઓ શરમાઇ ગયા.

વલી તેથી વધારે–તેવણે જોયું કે તેવણ ચુંઇની દગલી ને હમેશ બાહેર જાય ત્યારે લાલ પાજની ઇજાર પેહેડનારા તેને બદલે તેઓ આજે ચેરા જેવા એસકી દગલો પાટલુન ને પગમાં જોડાને બદલે વેલાતી વારનીસનાં બુટ પેહડી નીકલ્યા હતા !

અને એ બધી શાહદતો છતાં બી શું તેઓ એમ માને કે તેઓ સ્વપ્નો જોઇ ઉઠયા ? મનાયજ કેમ ! તેવણે ફેંટો કાઢયો તો ઉંચા અલેચાની પાયલી ચોખા માય એવી ઉંડી ટોપીને બદલે ફલા-વાર મખમલની ટોપી ને છોલેલા બોકડા જેવાં તેવણનાં હમેશનાં બોરેલાં માથાંને બદલે મજેના કાલા બાલથી ભરાયલું માથું, ને વલી વચ્ચેથી સરખો સેંટો પાડેલો–ને તોબી સ્વપ્નો હોય ?

એ સઘલી સંતાપજનક શાહદતોથી ખરી બીના વીશે તેઓની ખાત્રી થઇ, અને તેઓનો ગભરાત પાછો શરૂ થયો. તેઓને ફ્રાઇ-ગરમ માહેલો સઘલો દેખાવ યાદ આવ્યો, અને હવે એ આફ્તમાંથી છુટા કેમ થવું તે વીશે તેવણે ઉપાય યોજવા માંડયો. "મારે ધીરો થવું જોઇએ," તેવણ ધ્રુજતા હોઠો વડે અરધું મોટે અરધું મનસે બોલ્યા. "ગભરાતમાં ગભરાત ઉમેરી કામ વધારે બેહેકાવવું નહીં. ભાણયો મારોજ ઘોડાવાલો છે કેની ! હું એને હોકમ કરૂં કે ગાડી પાછી ફેરવે––" અને તેવણે હોકમ કીધો. "સબુર કર હે દેકાંણી," તેઓએ કહ્યું, "ગાડી અતર ઘડી ઘેર પાછી ફેરવ."

પણ ભાંણયો તો જાંણે ભાંગ પીને ગાડી હાંકવા બેઠો હતો. ગાડીમાં ટીંગાઇને તેવણે ભાણયાને ગમે એટલું ઘાંટું તોડીને હાંક મારી પણ તેણે જવાબ દીધો નહીં. તેને સારી રવેશે રોશણ હતું કે અદેછરને ઇછકોલને નામે ફીકરૂં થતું હતું, તો વલી તે ગાડી પાછી ફેરવીને કડક ભીખાજીબાના ગુસ્સાનો કાંય નાહેક ભોગ થઇ પડે વારૂં ?

ભીખાજીબા બારણું ઉઘાડી કુદી બી મારતે, પણ સત્યાનાશ ગીઓ ભાંણયો ગાડી એટલી જોસમાં હાંકતો હતો કે તેમ કરવાને તેઓની હીંમત ચાલી શકી નહીં. તેઓ દેખાવે અરદેશર હતા, પણ ભીતરે તો સાહાઠ વરસના બુઢાખખ નાકૌવત ભીખાજીબાજ હતા ની ?

અંતે તેઓ થાકીને પાછા ગાડીમાં પડયા. તેઓએ મનમાં નક્કી કીધું કે સ્ટેશનપર પોંહોંચ્યા પછીજ ભાણયાને ખરી વાત કહી દઇશું અને તેને સમજાવીને ઘેર પાછા જઇશું.

તેવણે ગાડીમાં નીસોસ થઇ પડયા પછી નીરાંતે રડવા ગજવાંમાંથી રૂમાલ કાઢવા હાથ નાખ્યો, તો ઓ બાપરે ? તેવણુનો અશો જીવ કેવો કમકમ્યો ! ગજવાંમાંથી નીખ્યો, લખોટા, અને પેપરમીટ નીકલી ! વલી પુનાની રીટરન ટીકીટ ને પેલા તેવણે અદીને પાંચ રૂપીઆ આપ્યા હતા તે પણ બરાબર હતા. તેવણે નીખ્યો ને લખોટા વગેરે તો ઘણાજ ધીક્કારથી ફેંકી દીધા, ને બાકીનું તુરત વેલા ગજવાંમાં રેહવા દીધું. એ ઉપરાંત બીજાં ગજવાંમાં પેનસીલ, બરાં, પેન, કુઇલ ને સ્ટીલપેનના તો ભારા ભરેલા હતા, ને તેની ખબર તો જ્યારે આડાતીડા થતા બચારા ભીખાજીબાને એક અદેખી પડેલી સ્ટીલપેન ભચ દઇને જાંગમાં અરધી ભોકાઇ ગઈ ત્યારેજ પડી.

અંતે બોરીબંદરનું સ્ટેશન આવ્યું અને ગાડી ઉભી તેવામાં ભીખાજીબા કુદીને ઉતરી પડયા. "કેમરે લુચ્છા," તેઓએ ઘણો ગુસ્સો કરી ભાણ્યાને કહ્યું, "મેં 'સબર–સબર'ની બુમો પાડી તે તારા કાંન ફુટી ગીઆતા કે ?"

"તે તમે તો જેરે ઇછકોલે જાઓ તેરે એમજ કરતા સે," ભાણ્યાએ બી દમમાંજ કહ્યું. "ગેઇ ફેરા સુટી પસી તમોને ઈફ્રા હાંકી લાવેલો, ને તમે કીધેલું જે પેટમાં દુઃખેસ તે હું દાહયો થઈને પાસો લઇ ગીએલો, તેરે મોટા છેટે મારા છાથે થોરો દવારો કરેલો જે ?"

"અરે પણ દેવાના, ત્યારે તું હજી મને બરાબર ઓરખી શકયો નથી ?" ભીખાજીબાએ કગલીને કહ્યું.

"લે જોજે હઃ ને ?" ભાણ્યાએ ધુમ હસીને કહ્યું. "કેજે ઓરખતો નથી સે ! મોટા છેટની ચાકરીમાં હું રીઓ તેરે તો તમે પાંસ વરછના બી ની ઉતા ને ?"

ભીખાજીબાએ જોયું કે ભાણ્યા જેવા એક ગમારની સાથે રકજીક કરી તેને સમજાવાની કોશેશ કરવી કે તેઓ ભીખાજીબા પોતેજ છે તે પથ્થર ઉપર પાંણી રેડવા સરખું હતું, ને તેથી તેવણે તેને સમજાવીને અરદેશર તરીકેજ કહ્યું કે "હું ઘેર કાંઇ અગતનું વીસરી આવ્યો છું વાસ્તે મને પાછો હાંકી જા."

"અરે હવે બછ બછ બછ, માંથું છું ખાતો સે," ભાણ્યાનાં ભીણુ ફરી ગયાં; "લેઓ, આય છીલેટ ચોપરીઓનો કોથરો લેઓ"—ને તેણે ભચરીને તે કોથરો તે સાહાઠ વરસના બુજોર્ગ દોસાના હાથમાં આપ્યો, ને ભીખાજીબાએ તેને થોબાડવાને ઘણું બી કીધું ને કહ્યું તોબી તે તેઓપર ધ્યાંન આપ્યા વગર ત્યાંથી ગાડી ફેરવીને હાંકી ગયો.

---

## પ્રકરણ ૫ મું.

### સ્ટેશન ઉપર.

ગરીબ બચારા ભીખાજીબા હાથમાં કોથરાનો બોજો લેઇને એમથી તેમ ભાડુતી ગાડી જોવા ત્યાં રસ્તા ઉપર ફરયા, પણ ત્યાં તેઓનાં કમનસીબે એક પણ ગાડી હતી નહીં. તેઓ તે કોથરો ફેંકી દેતે, પણ આજને આજ ઘેર જઇ તેજ કોથરો આપી તેઓ તેમના નારવા દુકતાને પાછો જબરીથી ઇસ્કોલે ઢકેલી આપવાનો એરાદો રાખતા હતા, વાસ્તે તેમ કરવાને તેઓનો જીવ ચાલ્યો નહીં.

મેલ ટ્રેનનો વખત થવા આવ્યો હતો એટલે સ્ટેશનપર તો ધમાલ હતી, અને તેથી ભીખાજીબા ઉમેદમાં ઉભા કે કોઇબી ત્યાં ભાડુતી ગાડીમાં આવશે તો તેમાં બેસી જવું સેહેલ થશે.

એ રવેસે તેવણ ઉભેલા હતા તેવામાં પછવાડેથી કોઇએ આવીને તેવણની બેઉ આંખપર હાથ ધાંકયા, ને "કોણ છેઉં, પારખ? કોણ છેઉં, પારખ?" કરી કીધું. આથી ભીખાજીબાનું તો પાકીને પલેઠર થઇ ગયું. એ શું બચ્ચાંના ચેડાં! તેવણ તો છછણી પડયા. "અરે હાથ કાઢી નાંખ, કોણ નાપેકાર છે?" તેવણે તે કોઈના નાધલા હાથ હતા તે આંખપરથી ખસેડી નાંખવાની કોશેશ કરતાં કહ્યું. અંતે હાથ તેવણે કાઢયા ને ભીખાજીબાએ ઘણાજ તુચ્છકારથી જોયું કે તે તો કોઈ દસ બાર વરસના ટોપીભર પોરયાએ તેવણ સાથ એવાં ઘેલાં ચેડાં કાઢવાની નહીં માફ થાય એવી છુટ લીધી હતી!

"કેમ બચ્ચા, મારા બાપની કાંની તારા સત્યાનાશ ગીઆ ખાખરાએ બે દહાડા વધારે રેહવા બી નહીં દીધો કે?" તે પોરયો કે જેના હાથમાં બી ભીખાજીબાની કાંની એક કોથરો હતો (ને જે

અદીની ઇસ્કોલનો હતો ને હમણાં માબાપને મલીને છુટી પુરી થવાથી મેલમાંજ જવાનો હતો ) તેણે પુછયું. "તારો ધાખરો મરે તો બચ્ચા તુંને તો તીલ્લોરી પડે હ:"

"તું કોઇ ઘણાં મીયાં માણસનો દીકરો દેખાય છે," ભીખાજીબાએ તેવણને પોતાને તે ગુંદણ જેટલા દુકતાએ આપેલાં તહરેવાર માનથી નારાજ થઇ ધુખરાયલાં છાંણાં જેવું મોં કરી કહ્યું.

"એ ઘેરથી આજે એડયાંનો જોલાબ લઇને આયોચ કે શું?" પેલો પોરીયો જે કોઇ નાનો ઠોલીયો હતો તેણે પુછયું. "એ એવું ધુવડ જેવું મોંનુ શાંનું કીધુંચ? ચાલની ટ્રેન પર જઇએ. ત્યાં આપણા ફર્સ્ટ કલાસમાં ખસરૂ ખીસકોલી, મેલ્લી મેંઢી, પેસુ ભેંસ ને માકુ ચેન સૌ બેઠેલા છે, ચાલ."

"જા, જા, જા બાપુ મારે નથી આવવું," ભીખાજીબાએ આ દુકતાએ કહેલાં તહરેવાર નામોથી કમકમીને કહ્યું. ને તેઓ ત્યાંથી આગલ ચાલ્યા, કેમકે પોતાના દીકરાના ચદણ ચાઈ જેવા દોસ્તો સાથે તાહેલાં કરવાનું તેઓ પોતાના દરજાથી હલકું સમજતા હતા.

પણ તે નાધલા દેવે કાંઈ તેવણની પુઠ મુકી નહીં. "કાંય અદા, સીક બીક છે કે શું?" તેણે તેમની ખાંધ પર પોતાનો નાધલો હાથ વીંટાલી તે દોસાને પાસાંમાં ખેંચી પ્યારથી પુછયું.

"અરે યાર હું તુંને ઓલખતો નથી, કાંય કંટાલો આપેચ?" ભીખાજીબાએ પોતાની ખાંધપરથી તેનો હાથ ફેંકી દઇને ઘણા કંટાલાથી કહ્યું.

"હેં, તે નહીં તો રહ્યું, લાયરી શું કરીને મરેચ," પેલા પોરયાએ હવે સાથે લાગી એક ચોપડી કાઢીને કહ્યું—કેમકે તેને ભીખાજીબાની (તે ધારતો હતો તે પ્રમાણે અદીની) એ ચાલથી ઘણું અપમાંન થયુ. "સ્કુલથી ઘેર ગીયા ત્યાંવેર તો નસર નસર કરતોતો, ને હવે વીસરી ગીઓ દેખું!" ને તે ધીક્કારથી તેઓ પાસેથી હવે ચાલી ગયો.

એજ વખતે ત્યાં એક ભાડુતી ગાડી આવી ને તેમાંથી એક પારસી ઉતરયો. આ ગાડી હાથ કરવાને ભીખાજીબાએ દોડાદોડી કરી. "અરે થોબજે રે હે બગીવાલા, થોબજે રે હે ગાડીવાન" કરતા તેવણ તે તરફ દોડયા. તેવણને પીઠ કરીને તે ગાડીમાંથી ઉતરેલો પારસી ગાડીવાંનને ભાડું ચુકવી આપતો હતો, ને તેવણ

ગાડી આગલ પોંહોંચ્યા કે તે પઇસા આપી રહી સ્ટેશન તરફ વલ્યો. પણ તેને જોઇને ભીખાજીબાના તો ગુરાજ ગગરી ગીયા. તે કોઇજ નહીં પણ તેવણના દીકરાનો માસ્તર માંણેકજી હતો!

"હોલ્લો અદી, હાઉ ડુ યુ ડુ?" તેણે ભીખાજીબા ગાડી તરફ જતા હતા તેમનો હાથ પકડીને સ્ટેશન તરફ પાછા ધસડતાં ધસડતાં કહયું. "કેમ બોલતો નથી?"

ભીખાજીબાની છાતી બેસી ગઇ.

વાંચનાર અમારી વારતાના આટલા ભાગમાંજ જાંણી ચુક્યાં છે કે માણેકજી માસ્તર ઘણો કરડો હતો, ને છોકરાઓપર તેનો ભારી ત્રાસ હતો—તેમાં વલી જે છોકરાઓ પર સખત ધાક રાખવાની માબાપ તરફથી તેને આજ્ઞા મલતી તેપર તો તે જુલમજ કરતો. તે વાત ભીખાજીબાને ખબર હતી, ને બેકદરીથી તે છતાં તેઓએ પોતાના દીકરા વીશે આ ધાટકી માસ્તરને તાકીદોપર તાકીદો કરેલી એટલે હવે તે તેવણ સાથે (અરદેશરનાં રૂપમાં) સારો ચાલે એવી આશાજ ક્યાંથી રહે? માટે "પડેગી સો બુજેગી" થયું ત્યારે હવે માંણેકજી માસ્તરને જોતાંજ તેવણના હોસકોસ ઉડી ગયા, અને ધાસ્તીથી લગભગ તેવણની છાતી બેસી ગઈ.

માંણેકજી માસ્તરનો દેખાવજ સઘલો રોબદાર અને ધાક ભરેલો હતો. તેને જોઇને અંદરથી પેલો પોરયો નસર (નસરવાંનજી) બી બાહેર નીકલી આવ્યો, ને બીહીતા બીહીતાએ તોપણ હસીને તેને સલાંમ કરી. "હોલ્લો નસર, હાઉ આર યુ ગેટીંગ ઓન, હેં?" તેણે નસરવાનને કહ્યું, ને તેને બી સાથે લીધો.

તે પછી તે માસ્તર એકેક હાથમાં તે પોતાના એકેક ચેલાનું પાંખરૂં પકડીને ટ્રેન હતી તે પ્લાટફારમ પર ચાલ્યો. તે અગ્નિ રથ ઉપડવાની તૈયારીમાં હતો, ને પોતાના બાફના ફુંફારાઓથી સારાં સ્ટેશનમાં સોહોર મચાવી દીધો હતો.

બચારા ભીખાજીબા તો દબાઇજ ગયા. આ નહીં ધારેલા માસ્તરના મેલાપથી તેઓ તો સ્કુલમાંજ ધસડાઇ જતા હતા. તેઓ જો ધીરજ રાખતે તો માસ્તરને પોતાના સરેસ્તાના રોબથી ખુંણામાં લઇ જઇ ખરી વાત કહી ભપકામાં ગાડી બોલાવી ઘેર જતે, પણ વાંચનાર તમો ભીખાજીએ તેમ નહીં કીધું તે માટે હસો તે આગમચ તમે વીચાર કરો કે પેલા મંત્રેલા પથ્થરે તમારા હાલ એવા

કીધા હોતે તો તમારી એટલી છાતી ને સમયસુચકતા રેહતે ? અમે કહીએ છીએ જે કદીબી નહીં.

તોપણ ભીખાજીબાએ ઇચ્છયું કે તેવણ માસ્તર સાથે બે ઘડી એકલા પડે તો તેઓ ખરી વાતનો ખુલાસો કરી દે, ને જાંણે માસ્તર તેવણનાં દીલનો તે ભેદ પાંમી ગયો હોય તેમ જરા વારમાં બોલ્યો, "નસર, તું આગલ જા મને અદી સાથે કાંઇ વાત કરવી છે તે હું કરીને આઉં છું."

ભીખાજીબાનાં દીલમાં આ સાંભલતાંજ આશા ઉછલી નીકલી. તે એકાંતમાં વાત કરવા માંગતો હતો તે એ વીશે નહીં તો બીજી શું હોય ? તેણે હમણાં કાંઇ બી ફેરફાર અસલ અદીમાં જોયોજ હશે.

"હું તુંને અહીંજ કહી રાખુંચ અરદેશર," માસ્તરે ગંભીર સાહાદે નસરનાં ત્યાંથી જવા પછી કહ્યું, "કે ગઇ વખતના જેવાં ચેરાં જો તું હવે ઇસ્કોલમાં કાઢશે તો હું તુંને હવે ટાંગીને ફટકાવી કાઢશ." (ગરીબ બચારા ભીખાજીબા!) "તારા લાયકીવાલા બાવા બી તારાથી તમામ કંટાલી ગયા છે. એક નઠારા દીકરાથી એક ભલા બાપને કેટલું દુઃખ થાયચ તેનો તુંને જરાબી અભ્યાસ છે ?"

"ઘણો છે, માસ્તર ઘણો છે," ભીખાજીબાએ ખરાં દીલથી ઉસ્કેરાઈ આવી કહ્યું.

"તેટલા વાસ્તે હવે ઘણોજ તપાસીને ચાલજે," માસ્તરે તેના જવાબપર ધ્યાંન આપ્યા વના જારી રાખ્યું; "હવે તારૂં કોઇ બી જાતનું હંબગ હું તામોશ કરવાનો નથી, ને તેથી હવે મોહોત ચેતીને ચાલજે."

માસ્તરનાં એ છેલ્લાં વાકયથી આ એકાંતમાં ભીખાજીબા તેને જે પોતાની ખાંનગી હકીકત કહી દેવાના હતા તે કેહવાની તેવણની જરા બી હીંમત ચાલી નહીં. તે રખેને તે વાતને "હંબગ" સમજી હાથમાંથી લાકડી વડે ત્યાંજ—લોકોનાં દેખતાં ફટાફટ ફટકાવી કાઢે તેનો તે બચારા દોસાજીને ત્રાસ પડયો, ને તેઓ લોહીનો ગોટ ગલીને ખામોશ રહયા. "ટ્રેનમાં બધું કહી દેવશ—ખચ્ચીત કહી દેવશ," તેવણે મનમાં નિશ્ચય કર્યો.

તે પછી તે માસ્તર તેને લઈને ગાડી તરફ ગયો. ગાડીમાં પાંચ સાત નાધલા મોટા પોરયાઓ બેઠેલા હતા. માસ્તરે ખુશ મીજાજે તે બધાઓને શેકહેંડ કરી, ને ભીખાજીબાએ તેમ નહીં.

કીધું તેઓને તેમની 'એ ઓછી લાયકી' માટે બધાનાં દેખતાં ધમકાવીને ઠઠરાવી નાંખ્યા, જેનું પરીણામ એ થયું કે ચાંઉ જેવું મોંનું કરીને ફજેત પોગલી જેવા બચારા ભીખાજીબા જેઓને આખા જનમારામાં કદી જોયલા નહીં તે ચીલબુલ્યાઓને શેકહેંડ કરી છાતી બેઠેલા સાદે ખબર પુછવા પડયા.

તેવણ જો જરાક વધારે હીંમતવાન થતે તો ત્યાંને ત્યાં બધું ખરેખરૂં બધા આગલ બોલી દઇ ઘેર હજી બી પાછા જતે, પણ બોલવાની હીંમત કયા ચુલામાંથી લાવે ?

અંતે ટાંઉ ટાંઉ કરી ગાડી ઉપડવાની ખબરનો મોટો ઘંટ વાગ્યો—ગારડે શુંરૂરૂરૂ કરી સીસોટી મારી, કે એનજીને તેનો ચીંચવાતી મોટી શીશોલીથી જવાબ દીધો, ને પછી એક આંચકા સાથે તે ગાડી પાણીના રેલા માફક પ્લાટફારમપરથી ધીમે ધીમે ચાલતી થઇ.

ભીખાજીબાને તેઓનો દીકરો એ રવેસે ઇસ્કોલનો અનુભવ શીખાડવા મોકલી આપવામાં અંતે ફતેહમંદ થયો. તેવણે 'વેકેશન' (છુટી)માં આપેલું લેશન તો જરા બી કીધું નથી—બલકે કોથરામાં શું શું ચોપડી હશે તેની બી તેવણને જરા ખબર નથી, તો તેવણ બચારાનું સ્કુલમાં હવે થશે શું ?

---

## પ્રકરણ ૬ ઠું.

### મુંબઇથી પુના.

બુજોર્ગ શેઠ ભીખાજી પોંહોંચાજી ચીલબુલ્યા અદીના ચદણ ચેરા અવતારમાં નીશાળનો અનુભવ જાંણે 'રીવાઇઝ' કરવા નીકલી પડયા હતા, અને તેથી તેવણના પગનાં ગુઠણ જેટલા તેવણના દીકરાના પાંચ પંદર દોસ્તો સાથે તેઓ ખોલા ઉપર સ્લેટ ચોપડીનો તોબરા જેવો એક કોથરો લઈ હમણાં મુંબઇથી પુનાની મુસાફરીએ નીકલેલા હતા. તેવણનો તે હાલ રડતાને રમુજથી પેટ ધરીને હસાવે ને હસ્તાને દયાથી જાર બેજાર રડાવે તે કીસમનો હતો. તે વખતનું તેમનું મોં તેવણનાં સદાનાં દાહયાં પાકાં બુજોર્ગ અનુભવી મોં કરતાં વીકટોરીયા ગારડન માંહેલા એકાદ પાંજરામાં પુરેલા ચીમપાનઝીનાં મોંને વધારે મલતું હતું. અફસોસ, તેવણ પોતાનાં શેહેર ઘેરમાં કેવી સત્તા અને સ્વતંત્રાથી, કેવા રોબ અને ધાક-

થી, કેવા આરામ અને નીરાંતથી રહેલા હતા, ને આ તેવણના મરતે દહાડે તેવણ બચારાપર કેવો નહીં ઘટતો, નહીં ધારેલો ધરક ધુજારો ! મોટાં માયો કેહે તેમ તેવણનાં કરમની લખતી મરે તે તેથીજ તેવણપર બુઢાપામાં આવો ગજબ ગુજરતો હતો.

મસજીદ બંદર, ભાયખલા, ચીંચપોગલી અને બીજાં અતરેની હદનાં સ્ટેશનો પવનની પીઠ પર પસાર થઇ ભીખાજીઆની નજર આગલથી ઉડી જવા લાગ્યાં, ને વખતના વધારા ને પગપેસારા સાથે તેઓ પુના તરફ વધારે ને વધારે ઘસડાઇ જવા લાગ્યા. માસ્તરના ધાકથી ગાડીમાં કાંઇ ગરબડ હતી નહીં. જાંણે ખસરૂ ખીસકોલી, મેલ્લી મેંઢી, પેસુ ભેંસ કે માકુ ચેન જેવા અદીના ત્યાં એકઠા થયલા ગોડીયાઓનાં પેટમાં કલેજીજ ન હતી.

માસ્તરે ભાયખલા મુકતાંજ તે દીવસનું ડેલી કાઢી અધેલો મારી વાંચવા માંડયું હતું, એટલે તેનો દાખલો લઇ કોઈ હસાબ ગણવાને મસે હાલી સ્લેટપેનનો ખુરદો કરતા હતા તો કોઈ ચોપડીમાં માંથુ ખોસી વાંચવાને મસે નીરાંતે ઉંઘાતા હતા—કે જ્યારે કોઈ વધારે હીંમતવાંનો ગાડીની બાહેર દેડકા પેરે દોકીયાં કાઢી ગુપચુપ ખુદરતનો રમણ્ય નકસ નીહાલ્યા જતા હતા.

અંતે ગાડી ત્રણ વાગતે કલ્યાંણનાં સ્ટેશનપર પોંહોંચી ત્યારે માસ્તરે ગાડીમાં ચા મંગાવી, અને પોતાને ખરચે સર્વને ચા પાઇ જેમાં ભીખાજી શેઠને બી ફાલો આપવામાં આવ્યો. તેવણનાં ગલાંમાં તો જાંણે ગાંઠ થયા હતા, ને ખાવાનું પીવાનું ઝેરની પેરે અટકી રેહ તેવું હતું, પણ તોબી માસ્તરના ધાકથી ધ્રુજીને તેવણે અકરવકરે તે ચાનું કપ પુરૂ કરી દીધું.

તે સ્ટેશન મુકવા પછી માસ્તરે પેપર બંધ કીધું, ને પોતાના સાગરેદો સાથે તાહેલાં ચલાવ્યાં. "હવે તમો લોકને મારાથી ઘણી છુટી અપાશે નહીં," તેવણે હસીને કહ્યું. "અદી તારા પપા આપણે વેકેશન આપીએ છીએ તેની ઘણાજ વિરૂધ્ધ છે, ને તેજ પ્રમાણે તારા બે ચાર દોસ્તોના પીતાઓ પણ તેથી નાખુશ થાય છે, તેથી હવે તમોને મે વેકેશન આગલ પેઠે આપવાનો મારો એરાદો નથી."

"ઓ યસ માસ્તર, એ તમારાં વેકેશન ફેકેશન બધું હંબગ છે," ભીખાજીઆને એકદમ માસ્તરની એ વાતથી ક્રોધ ને શુર છુટી આવ્યું, તેથી તેઓ પોતાનું છોકરવનપણું ભુલી જઇ બોલાઠ્યાં.

પોતાની ખુજરેગીની ભટાઇ બતાવા પડયા. "હું અસલથી એ હંબગની વિરૂદ્ધ છું. સત્યાનાશ ગીઆ દુકતાઓને એથી હરાંમખોરી પાયછે ને માયબાપોનાં ઘેરમાં તેઓ મરકી જેવા થઈ પડે છે. નો, આઈ વોંટ ટોલરેટ ઈટ, માસ્તર. હું એ વીશે ટાઇમ્સ ને ગેઝેટમાં કારસપોંડંસ કરી એ હંબગનો અટકાવ કરાવા માગુ છું."

એક જાંણીતો ધરફાડુ ચોર લોકોના જાંન માલની સલાંમતી વીશે નફ્ત નાંકે ભાશાંણ કરવા ઉભો રહે તે જેટલી તેનાં સાંભલનારાંઓમાં અચરતીની અસર પેદા કરી શકે તેથી વધુ અસર-ખરી રીતે બોલીએ તો લાખ ઘણી વધુ અચરતી ભીખાજીબાનાં એ જોસભર ઝનુની ભાશાણથી તેવણના સાંભલનારાઓપર થઇ. માસ્તરે તો એ ભાશાંણનો શો અરથ કરવો તે તુરત સમજી નહીં શકવાથી અચરતીથી ડોલા ફાટી જોયાજ કીધું. પણ પોરયાઓ? તેઓ જો એમ સમજતે કે અદી ખરાં દીલથી માસ્તરને એવી નજીસ સલ્લાહ આપેછે તો તેનાં હાડકાં પાસરાંનો ખુરદો કરવાને તેઓ તુરત મનમાં નક્કી કરી મેલતે, પણ તેઓએ નાધકલા અદીને એવો સારી રીતે વેડેલો હતો કે તેઓ તેનાં પાખંડ પીછાંણતા હતા, ને તેથી તેઓ સમજ્યા કે અદી આજે હદ બાહેર જઇને માસ્તરને ચઢાવી આપે છે—બલકે બનાવે છે; એમ સમજી ભીખાજીબાનાં એ બોલવાથી મનમાં ધુમ ગમત પામી એ તમાસો આગલ વધારવા તેવણને તેઓએ છુપી આંખપર આંખ મારી, પણ ભીખાજીબા તેઓની તે છોકરવાદી નીશાંણીઓ કાંઇ સમજ્યા નહીં. તેઓ ઉસ્કેરાઈજ એવા આવેલા હતા કે તેઓએ તે નીશાંણીઓ જોઇ બી નહીં.

અંતે માસ્તર પોતાની અચરતીની એકાદ પલની બેફ્રાંમીમાંથી ખબરદાર થયો, અને દોલા કાઢી કહ્યું, "તારૂં એવું ડાહપણ મને નથી જોઇતું, અરદેશર. ફ્રીથી મારા આગલ એમ દાહયો થતાં તપાસજે," અને પછી જાણે આ નાખુશ વાતથી તે ટોલાંમાં બેદીલી પેદા કરવા તે નહીં માંગતો હોય તેમ તેણે એક નાહના છોકરા તરફ ફરી કહ્યું, "અને તેં આએ તારાં વેકેશનમાં શું શું ગમત મેલવી, નસરવાંન?"

"સાહેબ, એક દહાડે હું મારા ભાઈ સાથે વેલપીનો કુંતરાં વાંદરાનો નાટક જોવા ગયો હતો," નસરવાંને માસ્તર એ જવાબથી રાજી થશે એવી કાંઇક ખુશીની ખાત્રીથી કહ્યું.

"વેલ ધેટસ ઓલ રાઇટ," માસ્તરે ખુશ મીજાજે દાઢી પસવારતાં કહ્યું, "નાટકમાં જવાથી કાંઇ બગાડ થતો નથી—"

"નહીં ?" ભીખાજીબાથી માસ્તરનું આ મત નહીં ખમી શકાવાથી તેવણે ગુસ્સામાં ઉછલી પડી કહ્યું. "માસ્તર, યુ ટાક અટર નોનસેન્સ ટુડે. દુકતાઓને નાટકફાટક કેવા જોવાના હોય ? નાટક જોએ ત્યારે શીખવામાં ધ્યાન કેમ લાગે ? અનડીડ—"

"હવે આએ તુંને ચેતાઉંચ," માસ્તરે હવે વલી વધતી જતી અચરતીથી અરદેશર (?) ને સાંભલી લઇ ઘણાજ હડરાવી નાખનારા ગંભીર રોષથી કહ્યું—કે જ્યારે બધા છોકરાઓ આજે અહી માસ્તરને 'બુમ પડાવા'ને જે ભારે હીંમત કરતો હતો તેની મનમાં વાખ વાખ કરતા મોંહે રૂમાલ દાબી અંદરખાંને બુમ હસ્તા હતા— "હું તુંને ચેતાઉંચ કે ફરીથી મારાં મતની સાંબે એક અવાજ કાઢયો તો આએ લાકડીથી અહીંજ બરડો ફાડી નાંખશ."

ભીખાજીબા દબાઇને ચુપ બેઠા.

તેવણે જોયું કે કાચું કપાયું. તેઓએ માસ્તરને જ્યાં ત્યાંથી રાજી રાખવા જોઇએ, તેને બદલે તેઓએ તેની વિરૂદ્ધ મત આપી તેને જાસ્તી ચીડ ચઢાવી હતી, જેથી પુને પોંહોંચતાંજ ખરો ખુલાસો કરી ઘેર પાછો ફરવાનો તેમનો હેતુ બર લાવવાને તેમને ઘણું કઠણ પડશે એમ તેમને ભય થયો. એટલા વાસ્તે હવે ટક જોઇને માસ્તરને વધારે સારી સારી વાતોથી રસ્તે જતાં પટાવી લેવાનો ઠડાવ કરી તેવણ ચુપ બેઠા.

બીજા હાથપર માસ્તરે જોયું કે આએ દુકતો આજે ધાકતું કશુંબી ધ્યાન કરયા વના મારૂં પાકવેવા પડયો છે એટલે તેણે પોરયાઓ સાથે વાત કરવાની પડતી મેલી, અને પાછો પેપર લઇને બેઠો.

ભીખાજીબાએ ધારયું કે હવે માસ્તરને પતાવવા હું મારી એક વેપારી તરીકેની હોસ્યારી બતાવી દઉં, કે પછી જ્યારે હું એને જાહેર કરશ કે હું અવલ ને અસલ ભીખાજીબા છું ત્યારે એની તે વીશે ખાત્રી થયા વના રેહશેજ નહીં. એમ ખ્યાલ કરી તેવણે ચલાવ્યું.

"એ શું આજનું ટાઇમ્સ કે, માસ્તર સાહેબ ?" તેવણે પુછયું.

માસ્તરને મીજાજમાં પણ હાનું દોકું ધુણાવ્યા વના ચાલ્યું નહીં.

"એમાંની આજની પેહેલી આરટીકલ વીશે શું ધારયું, માસ્તર ?" તેવણે પુછયું. "રૂના અમેરીકાના પાક વીશેના એ એડી-

ટરના વીચારો હું સ્વીકારી શકતો નથી, કેમકે હજી બરોનો છેલ્લો રીપોરટ બાહેર પડયો નથી, ને તે સતાવાર રીપોરટથી ત્યાંના પાકને હાંણી પોંહોંચેલી જાહેર થાય નહીં ત્યાંવેર હિંદુસ્થાનના પાકનો—"

માસ્તરની હવે પુરી ખાત્રી થઇ કે આએ દુકતો છેલ્લી છુટીના અરસામાં 'ડાહયો કાગડો' થતાં શીખી આવ્યો હતો, અને રૂના પાક વીશે કાંઇ પોતાના ઘરડા વેપારી બાપને મત આપતાં સાંભલ્યો હશે તે જાહેર કરી હમણાં વલી ડાહયો થતો હતો, પણ એ કાંઇ એવો વાંક નહીં હતો કે જેને વાસ્તે તે તેને ૫ટકાવી શકે, તેમજ તે ટ્રેનમાં ગોટ્યારૂં કરવા બી નહીં માંગતો હતો વાસ્તે તેણે પાછો ઘણાજ ગુસ્સાની ઢપે ભીખાજીબાને તેવણની ભરાઇમાં અટકાવી નાંખી કહ્યું, "રૂના પાક વીશેનું તારૂં મત હું માંગુ ત્યારે મને આપજે. હમણાં તારૂં મત મને જોઈતું નથી. ચોપડી ઉંઘાડ ને લેશન ઉપર ધ્યાંન આપ."

માસ્તરનાં એ ફરમાનનો રોબજ એવો હતો કે ભીખાજીબાને અરધે રડેલે હાલે કોથરામાંથી એકાદ ચોપડી ખેંચી કાઢી અંદર માંથું ખોસ્યા વના ચાલ્યું નહીં. "મુવો એ," તેવણ બચારાએ મનમાં બલાપો કીધો, "હું જે બી બોલુંચ તેનું એને ઝેર ચઢેચ. નખ્ખોદ ગીયાને મારૂં બોલેલું ગમતુંજ નથી."

વલી ત્રેનમાં થોડો વાર ચુપકીદી ચાલી, પણ 'અદી'ની આજની ઢપપરથી છોકરાઓ ખુશીભરેલી વકી રાખતા હતા તેમ ઘણો વાર નહીં. "માસ્તર," ભીખાજીબાએ થોડે વારે ખરાં દીલના કંટાલાથી કહ્યું, "ખોદાને વાસ્તે તમારા હાથ આગલની બારીનું કાચનું ફાલકું ચઢાવો. તે તરફથી પવન બરાબર મારાં મોંપર વાગેચ, ને મારા દાકટરે મને પવન ઘણો તપાસવા કહયો છે."

માસ્તરને તંદરોસ્તીની વાત વચ્ચે આવવાથી તેની મરજી પ્રમાણે કીધા વના ચાલ્યું નહીં.

"માસ્તર," ભીખાજીબાએ વલી થોડે વારે જીવ કાઢી નાંખ્યો "આએ સાંબેવાલો દુકતો ખારાં કીધેલાં ખાટાં બોર ખાએચ. તમો શું તમારા છોકરાઓને એ ખહી પેદા કરનારૂં ઝેર ખાવા દેઓ છો? હમણા તમારી નજર ચુકાવીને એને બે ત્રણ મોઢામાં મારતાં મેં જોયો."

"પેસ્તનજી," માસ્તરે તે છોકરાને ઘણા ગુસ્સાથી પુછ્યું, "તારાં મોંઢાંમાં શું છે?"

"ન–નહીં સાહેબ," પેસતનજી (પેસુ ભેંસ) ગભરાતાં ગભરાતાં બોલ્યો, "એક બોર છે."

"થુકી નાંખ એકદમ, ને ગજવાંમાં હોય તે બી ફેંકી દે બારીની બાહેર," માસ્તરે હોકમ કીધો જે હોકમ પેસુને બજા લાવ્યા વના ચાલ્યું નહીં.

પણ આઇનો ખાર બાબુએ લીધો. પેસુની 'ચારી' ખાવાથી બીજા બધા છોકરાઓ ગુસ્સે થયા, ને તેથી ભીખાજીબાની પાસે જે માકુ ચેન બેઠેલો હતો તેણે ભીખાજીબાના નરામાં માસ્તર નહીં જોય તેમ કકડાવીને એક લાત ઝારી કાઢી.

ભીખાજીબાએ તો તેથી બકરૂં અરડાય તેમ બરાડ મારી. "માસ્તર," તેવણે છેરાઇ પડીને કહ્યું, "આએ હેવે મને લાત મારી ને મારો નલો ભાંજી નાંખ્યો. ઓ! અરે!"

માસ્તર ઉઠીને આગલ ગયા.

"શું તેં ઘધેડાંનો ભાગ ભજી બતાવ્યો?" માસ્તરે માકુચેનને સવાલ કીધો—ને તે પોતાનો વાંક નામુકકર નહીં જઇ શકયો એટલે તેને સ્કુલમાં જઇ તેના કલાસમાં ચાલતી પોએટરીની ચારસો લાઈન સારા હરફે ઇમપોઝીશન તરીકે લખી કાઢવાની સજા થઇ.

આથી ભીખાજીબાના અગત કરીને બે નવા દુશમનો થયા; એક તો પેસુ ભેંસ ને બીજો માકુ ચેન!

---

## પ્રકરણ ૭ મું.

### ભીખાજીબાના ચીલબુલીયા દુશમનો.

પુનાનાં સ્ટેસનપર સઘલા રાત્રે ઉતર્યા ત્યારે બને તો માસ્તરને ખરી હકીકત સાંજ એકાંતમાં કહી દઇ ઘેર વલતી ટ્રેનમાં પાછા ફરવાનો ભીખાજીબાનો એરાદો હતો, પણ તે દીને કાંઇ તેહેવાર હોવાના સબબે જેટલી જોઇએ એટલી ભાડુતી ગાડી સ્ટેસન આગલ મલી આવી નહીં, ને તેથી માસ્તરનો મીજાજ હાથથી ગીઓ તેવામાં તેમ કરવાને તે બુઢા શેઠયાની હામ ચાલી નહીં.

"હવે બીજો ઉપાય નથી," માસ્તરે અંતે ચુકવ્યું. "મોટા છોકરાઓને ચાલીજ જવું પડશે. ખરશેદજી તું, મેહેરવાંનજી અને અરદેશર તમે ત્રણ જણાઓ ઘેર ચાલતા પોંહોંચો, અને બીછાંણાં વગેરે બરાબર તૈયાર છે કે નહીં તેની તલ્લાસ કરો ; અમો પછવાડે આવી પોંહોંચીએ છીએ."

ખસરૂ ખીસકોલી ને મેલ્લી મેંઢીને એ વાત ઘણી પસંદ આવી. માસ્તરની નજરથી દુર તેઓને એકલા જવાનું ફરમાન થયું, એટલે આખે રસ્તે રમતા ને મઝા કરતા જવાનો તેમને હરખ થયો, ને તેથી માસ્તર તે હોકમ કરીને પીઠ મરડી બીજી ગોઠવણો કરવા ચાલતો થયો તેની પછવાડે દોડીને ભીખાજીબા તેને 'નહીં ચાલી શકાશે" તે કેહવા જતા હતા તેટલાં તેને ઘસડીને સ્ટેશનની બાહેર લઇ ગયા.

"એ બી ઠીકજ છે," ભીખાજીબાએ તુરત મનમાં વીચાર કીધો. "આએ બે છોકરાઓને હું એકાંતમાં રસ્તા ઉપર મારી ખરી હકીકત કહી દઉં તો એઓ કદાચ મને મદદ કરશે—" અને તેથી તેઓ હવે તે છોકરાઓને રાજી રાખવા તેમની સાથે ખુશીથી ચાલ્યા.

પણ નખ્ખોદ ગીઆ ખસરૂ ખીસકોલી ને મેલ્લી મેંઢી કાંઇ ચાલતા ન હતા. તેઓ તો અકેક હાથમાં બુઢા ભીખાજીબાનું અકકે પાંખરૂં પકડી તેમને દોડાવતા--ઘસડતા જતા હતા. "અરે બાપુ હલવે," ભીખાજીબાએ તેથી હાફતાં હાફતાં માગી લીધું, "મારો દમ ભરાઇ આવ્યો-મારાથી ચલાતું નથી."

"ત્યારે બચ્ચા લોકોની ચારી ખાતાં તુંને શરમ નહીં આવી ?" ખસરૂએ તેવણને હવે એક ધાતકી ઢીક મારીને કહ્યું.

"સબર, સબર ખસરૂ," મેલ્લી વચ્ચે પુરાયો, "એને ખુલાસો પુછીએ. "હું એમ પુછું બચ્ચા અદી કે તું પોતે ઢગલા ઢગલા બોર ખાએચ, લોકોને ઠરાઠર લાત મારેચ ને કરડેચ તેનું કંઈ નહીં કે જે તેં પેલા બીચારા માકુ ને પેસુને ફસાવ્યા ?"

"અરે યારો તમે કાંઇ દેવાના છેઓ ?" ભીખાજીબાએ કગલીને કહ્યું ; "તે ખાટાં બોરના વાસથી મારૂં બધું મોંહું અમરાઈ આયું તો હું ફરીઆદ નહીં કરૂં ? ને વલી પેલા કોઈ દેવે મને એવી લાત મારી કે મારૂં બધું ગુંઠણ છોલાઇ ગીયું તો હું તે ખમ્યા તે

